# ॥ हिन्दीभाष प्रबोधिनी ॥

[ पहला भाग ]

રચનાર અને પ્રકાશક:

આશાભાઇ કાશીભાઈ પટેલ

આવૃત્તિ ૧ લી

સંવત ૧૯૭૯ સન ૧૯૨૩

મૂલ્ય ૬ આના.

॥ श्री परमात्मने नमः ॥

# ॥ हिन्दी भाषा प्रबोधिनी ॥

[ पहला भाग ]



સરસ્વતી સદા વન્દું, જેની ઉપાસ
ઉપજાવે કવિવૃક્ષો કાવ્યો પુષ્પો સમાં નકી.

રચનાર અને પ્રકાશક
આશાભાઈ કાશીભાઈ પટેલ
હિંદી-શિક્ષક, વિનયમંદિર, નડિયાદ

# અભિપ્રાય

---

ભાઈશ્રી આશાભાઇએ લખેલી "**हिंदी भाषा प्रबोधिनी**" હું જોઇ ગયો. આશાભાઇએ હિંદીનો અભ્યાસ પોતાની મેળે જ કરેલો છે તેથી આ ચોપડી તરફ મારૂં ધ્યાન વધારે ગયું. આ ચોપડીના પાઠોમાં શિક્ષકનો અનુભવ પૂરતો વાપરેલો દેખાય છે. એક મહેનતુ શિક્ષક એક વર્ષની અંદર ભાષા શીખી તે શિખવવાની ચોપડી પણ તૈયાર કરી શકે છે એટલી હિંદી ભાષા સહેલી છે. અને તેથી જ તે રાષ્ટ્ર ભાષા અથવા સ્વરાજ્યની ભાષા થવા લાયક છે. '**हिंदी भाषा प्रबोधिनी**' વિદ્યાર્થીઓને માટે બહુ જ અનુકૂળ છે એમ મને લાગે છે.

**દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર**



# બે બોલ

---

હરકોઇ વિદેશીય ભાષા શીખવવાને માટે આરંભમાં તેના વ્યાકરણનું જ્ઞાન આવશ્યક છે. દૃષ્ટાંત રૂપ વાક્યો આપી તેના ઉપરથી નીકળતા નિયમો સમજાવીને વ્યાકરણ શિખવવામાં આવે તોપણ સારા સારા વિદ્યાર્થીઓ જ તે સમજીને ભાષાનો અભ્યાસ કરી શકે છે પણ બાકીના વિદ્યાર્થીઓ તો કંટાળી જ જાય છે, અને તેઓ કંટાળે એ પણ સ્વાભાવિક છે કારણ કે વ્યાકરણ એતો અગાધ અને બુદ્ધિનો વિષય છે. તેમને ક્રમસર વ્યાકરણ શીખવ્યા સિવાય વાર્તા, સંવાદો, કવિતાઓ કે વર્ણનાત્મક પાઠો દ્વારા ભાષાનું જ્ઞાન આપવું આ પદ્ધતિ પણ વિદેશીય વિદ્યાર્થીઓને ન પાલવે. કેમકે ક્રમસર વ્યાકરણ શિખવવા માટે વળી પાછી પાડમાળા જેવી બીજી ચોપડીની આવશ્યક્તા રહે. આમ વિચાર કરતાં છેવટે આપણે એવા નિર્ણય ઉપર આવવું પડે છે કે રમુજી સંવાદો, કવિતાઓ, તેમજ વર્ણનાત્મક પાઠો પણ એવા હોવા જોઇએ કે જે વ્યાકરણનું ક્રમસર જ્ઞાન આપી શકે.

વળી આપણે તો હિંદી ભાષા શીખવી છે એટલું જ નહિ પણ તેને અપનાવી લેવી છે. છતાં આપણે શીખવા યોગ્ય પુસ્તકની ખામી એય કેમ પાલવે? અર્થાત્ ઠીક કહ્યું છે કે વાહન વિનાની વાટ તો વસમી જ લાગે, આવે પ્રસંગે વિદ્યાર્થીઓ ગુંચાય અને શિક્ષકો મૂઝાય એ વાત પણ સ્વાભાવિક છે. આ મૂઝવણનો અનુભવ મને પોતાને પણ થવા લાગ્યો. મારા સાથીની સૂચનાથી હિંદી શિખવવાને માટે મેં એકવાર તો પુસ્તક લખ્યું પણ ખરૂં. પણ ટાઇપને અભાવે લગભગ બે માસ સુધી છાપખાનામાં પડયું રહ્યું. અને પરિણામે મૂષક મામાનો ભક્ષ્ય થઇ પડયું. ફરીને નકલ થાય એમ પણ નહિં

રહેવાથી નિરાશ નહિ થતાં તેને ફરીથી નવી જ રચનાથી ઇશ્વર કૃપાથી લખ્યું. ધીરજ અને ખંતનું ફળ પણ મળ્યું! આ વખતે ધારેલો હેતુ પાર પડયો. ક્રમસર વ્યાકરણ શીખવે એવા રમુજી સંવાદો તેમ જ વર્ણનાત્મક પાઠો રચાયા, વળી કવિતાઓ પણ એ જ વ્યાકરણને પોષનારી થઇ પડી. આમ ચોપડીની સારી રસના જ આપોઆપ વ્યાકરણ તેમજ ભાષા બન્નેનું જ્ઞાન આપનારી તેમ જ શોધક વૃત્તિની ખિલવટ કરનારી થઇ પડી. કેટલાક વિદ્વાન માણસોને આ ચોપડી બહુ પસંદ પડી છે અને તેમણે મને બીજી, ત્રીજી ચોપડી લખવા ઉત્તેજીત કર્યો છે છતાંય કોઇને કંઇ ભૂલ જણાય તો તે બતાવી મને આભારી કરશે એમ હું ઇચ્છું છું. વળી આ તો મારો પ્રથમ પ્રયત્ન છે એટલે સુજ્ઞ જનો પ્રત્યે આટલી વિનંતી બસ છે.

( અનુષ્ટુભ્ )

" વધંતી પુષ્પવેલીને ડાળી પર મહ્લાવવા;
સુજ્ઞો, ઝાઝા છતાં દોષો જાણી તર્જે ન પ્હેલી આ. "

છેવટ સર્વ શક્તિમાન પ્રભુ પ્રત્યે મ્હારી એટલી જ પ્રાર્થના છે કે આ ચોપડી હિન્દીના અભ્યાસકોને ઉપયોગી થઇ પડે અને તેનો બહોળો પ્રચાર થાય. અંતમાં ભાઇશ્રી ચીમનલાલ ભોગીલાલ બી. એ. ( શિક્ષક, વિનય મંદિર, નડિઆદ ) નો પુસ્તક લખવા માટે યોગ્ય સમયે કરેલી પ્રેરણા માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે. અસ્તુ.

**આશાભાઈ કાશીભાઇ પટેલ**



# ઉપયોગી સૂચના

---

આ પુસ્તકનો ઉદ્દેશ ભાષા શિખવવાની સાથે ક્રમસર વ્યાકરણનું જ્ઞાન આપવાનો છે; એમાં રમુજી સંવાદો, કવિતાઓ તેમજ વર્ણનાત્મક સામાન્ય જ્ઞાન આપનારા પાઠો દ્વારા ક્રમસર હિંદી ભાષાના વ્યાકરણનું જ્ઞાન આપવામાં આવ્યું છે. દરેક પાઠની નીચે અપરિચિત શબ્દોના અર્થ ગૂજરાતીમાં આપવામાં આવ્યા છે, વળી તે પાઠમાં આવતું વ્યાકરણ પણ દષ્ટાંતો આપી સારી રીતે સમજાવવામાં આવ્યું છે. ઉપરાંત દરેક વિદ્યાર્થીએ પાઠનો અભ્યાસ બરાબર કર્યો છે કે નહિ તે જોવા દરેક પાઠની નીચે તેને અનુસરતાં તરજુમા માટે ગૂજરાતી વાક્યો પણ આપવામાં આવ્યાં છે. આમ આપોઆપ આ પુસ્તકની રચના જ એવી છે કે કોઇપણ જિજ્ઞાસુ અભ્યાસક આ પુસ્તકનો બારીકાઇથી અભ્યાસ કરી પોતાની મેળે જ હિંદી ભાષાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકશે એમ મારૂં તેમજ બીજા કેટલાક વિદ્વાન માણસો કે જેમણે આ ચોપડી જોઇ તપાસી છે તેમનું માનવું છે.

ભાષાનું સારૂં જ્ઞાન તો તેના બારીક અભ્યાસથી જ થાય. તેમાં રહેલી ખૂબી જણાવનારા બધા નિયમ તો ન જ આપી શકાય. તો પછી કોઈપણ ભાષા સારી રીતે શિખવવા તેનો બારીક અભ્યાસ કરાવવો એ જ આવશ્યક હોઈ શકે. વિદ્યાર્થીઓને ગમ્મત પડે તે માટે પાઠોનું વાંચન પણ ભાવપૂર્વક થવાની જરૂર છે. રમુજી પાઠોનું વાંચન ભાવપૂર્વક થવાથી વિદ્યાર્થીઓને તે પાઠો વાંચવામાં બહુ રસ પડે છે. એવા પાઠો તે વારંવાર વાંચે છે. અને તેમને ઘણા ખરા પાઠ તો મોંઢે જ થઈ જાય છે. અને આમ થાય તો આ ચોપડીની રચના જ એવી છે કે તેમને આપોઆપ વ્યાકરણ તેમ જ

ભાષા બન્નેનું જ્ઞાન સારી રીતે મળે. વળી ભાષા તો કવિતાથી ઘણી સારી રીતે શિખાય કેમકે, કવિતા ઝટ મોંઢે થઇ જાય છે. તેમ કરવામાં સારો રાગ જરૂરનો છે. ભાષા શિખવવામાં પાઠ ઉપર પ્રશ્નો પૂછવાની ટેવ બહુ જ મદદગાર છે કેમકે તેથી વિદ્યાર્થીઓને વાતચીત કરવાનો મહાવરો પડે છે.

આશા રાખું છું કે આ સૂચના શિક્ષક વર્ગને ઉપયોગી થઈ પડશે. અસ્તુ.

આશાભાઇ કાશીભાઇ પટેલ



# पाठ पहिला

## बरसात

लड़का* जाता है। बैल आता है।

आदमी उठता है। बालक बैठता है।

दयाराम हंसता है। बच्चा रोता है।

सुन्दरलाल सोता है। गवैया गाता है।

चूहा छिप जाता है। सवेरा होता है।

सूरज निकलता है। घोड़ा दौड़ता है।

कुत्ता भौंकता है। तोता उड़ता है।

कौआ कांव कांव करता है। बन्दर कूदता है।

मोर नाचता है। सिंह घूमता है।

हाथी चिंघाड़ता है। [illegible] बढ़ता है।

मेघ छाता है। अंधेरा होता है।

बादल गरजता है। जल बरसता है।

पानी बहता है। मेंढक बोलता है।

---

*लड़का (larka) ड़ નો ઉચ્ચાર ર જેવો થાય છે.

÷ अलीगढ़ (Aligarh) ढ़ નો ઉચ્ચાર ર માં હકાર મળ્યો હોય તેવો થાય છે.

આવા ड़ ને ढ़ શબ્દ કે શબ્દ વિભાગ (syllable) ની શરૂઆતમાં આવી શકતા નથી. શબ્દની શરૂઆતમાં ड ને ढ વપરાયછે. આવા ड़ ને ढ़ ની નીચે જે મીંડાં કરવામાં આવે છે તે મીંડાંને 'નુકતા' કહે છે.

रास्ता साफ़ हो जाता है। पौदा बढ़ता है।
फूल खिलता है। फल गिरता है।
बाग़ सुंदर दीखता है। बन सुहावना लगता है।

## शब्द.

संज्ञा (નામ) लड़का (છોકરો) बैल (બળદ) आदमी (પુરૂષ), तोता (પોપટ), सवेरा (સવાર), कुत्ता (કુતરો), चूहा (ઉંદર), बन्दर (વાંદરો), मेंढ़क (દેડકો), कौआ (કાગડો), अंधेरा (અંધારૂં), बादल (વાદળ), पानी (પાણી), रास्ता (રસ્તો), पौदा (છોડ).

विशेषणः—साफ़, सुंदर, सुहावना ( સોહામણું ).

## क्रियापद.

| સામાન્યરૂપ | ધાતુ | અર્થ |
|---|---|---|
| जाना | ( जा ) | જવું |
| उठना | ( उठ ) | ઉઠવું. |
| हंसना | ( हंस ) | હસવું. |
| सोना | ( सो ) | સૂવું. |
| निकलना | ( निकल ) | નીકળવું, ઉગવું. |
| दौड़ना | ( दौड़ ) | દોડવું. |
| छाना | ( छा ) | છવાવું. |
| बरसना | ( बरस ) | વરસવું. |
| बढ़ना | ( बढ़ ) | વધવું. |
| गिरना | ( गिर ) | પડવું. |
| छिपजाना | | સંતાઈ જવું. |

| | | |
|---|---|---|
| **चिंघाड़ना** | ( **चिंघाड़** ) | ચિંઘાડવું. |
| **आना** | ( **आ** ) | આવવું. |
| **बैठना** | ( **बैठ** ) | બેસવું. |
| **रोना** | ( **रो** ) | રોવું. |
| **उड़ना** | ( **उड़** ) | ઉડવું. |
| **होना** | ( **हो** ) | હોવું, થવું. |
| **भौंकना** | ( **भौंक** ) | ભસવું. |
| **गरजना** | ( **गरज** ) | ગાજવું. |
| **बहना** | ( **बह** ) | વહેવું. |
| **खिलना** | ( **खिल** ) | ખીલવું. |
| **दिखना** | ( **दिख** ) | દેખાવું. |
| **कांव कांव करना** | | કાકા કરવું. |
| **घुमना** | ( **घुम** ) | ધુમવું. |

---

## તરજુમા માટે ગુજરાતી વાક્યો.

૧. ચોર સંતાઇ જાય છે.
૨. દેડકો કૂદે છે.
૩. ઝાડ* ( **पेड़** ) વધે છે.
૪. ઉંદર દોડે છે.
૫. ગધેડું* ( **गदहा** ) આળોટે છે. ( **लोटना** )
૬. મીઠું ( **नमक** ) ઓગળી જાય છે. ( **घुल जाना** )
૭. પોપટ લીલો ( **हरा** ) હોય છે.
૮. ગુલાબ સુંદર દેખાય છે.
૯. પવન વાય છે. ( **बहना** )
૧૦. સિંહ ગરજના કરે છે.

११. નંદલાલ રડે છે.
૧૨. રીંછ* ( रीछ ) નાચે છે.
૧૩. આજ ( आज ) વરસાદ વરસે છે.
૧૪. ઝાડ* પડે છે.
૧૫. ડોસો ( बूढ़ा ) નહાય છે. ( नहाना )
૧૬. અંધારૂં* દૂર થઇ જાય છે.

---

## ॥ पाठ दूसरा ॥

### लड़का और भिखारी.

लड़का—तू कौन है ?

भिखारी—मैं एक ग़रीब भिखारी हूँ।

लड़का—तू क्या करता है ?

भिखारी—मैं भीख मांगता हूँ।

लड़का—तू भीख क्यों मांगता है ? क्या तेरे पास कुछ धन नहीं है ?

भिखारी—भाई, मैं अनाथ और अंधा हूँ, और मेरे पास कुछ धन नहीं है, इसी लिये मैं यहाँ वहां भीख मांगता फिरता हूँ।

लड़का—तू क्या खाता है ?

---

* આ શબ્દો ગુજરાતીમાં નાન્યતર જાતિમાં વપરાય છે. પણ હિંદીમાં તે બધા નાન્યતર જાતિ છે જ નહિ. હિંદીમાં માત્ર બે જ જાતિ છે નરજાતિ અને નારી જાતિ.

भिखारी—कभी कभी तो मैं भूखों मरता हूँ, और जब कोइ मुझे रोटी दे देता है तो मैं उसे तुरंत खा लेता हूँ, और पानी पी लेता हूँ। इस तरह मैं अपना निर्वाह करता हूँ।

बाप—गोपाल, क्या है ?

गोपाल—यह कोइ भिखारी है। वह भीख मांगता है।

बाप—ठीक, उसे तू एक रोटी दे दे।

पिताकी आज्ञा पाकर लड़का उसे रोटी दे देता है। भिखारी रोटी लेकर आशीर्वाद देता हुआ चला जाता है।

## शब्द

संज्ञाः—रोटी ( રોટલી ), निर्वाह ( ગુજરાન, ભરણપોષણ ).

सर्वनामः—मैं ( હું ), तू ( તું ), वह ( તે ), यह ( આ ), क्या ( શું ), कौन ( કોણ ), कोई ( કોઇ ), मुझे ( મને ), तुझे ( તને ), उसे ( એને ), कुछ ( કંઇ ).

विशेषणः—ग़रीब, अनाथ, अंधा ( આંધળો ).

क्रियाः—भीख मांगना ( ભીખ માગવી ), फिरना ( ફરવું ), भूखों मरना ( ભૂખે મરવું ), देना ( આપવું ),

**खा लेना** ( ખાઇ લેવું ), **पीना** ( પીવું ), **निर्वाह करना** (ગુજરાન કરવું), **चला जाना** (ચાલ્યા જવું ).

**कृदंतः—लेकर** ( લઇને ), **पाकर** ( પ્રાપ્ત કરીને ), **देता हुआ** ( દેતા દેતા ).

**अव्ययः—क्यों** ( કેમ શા માટે ), **पास** (પાસે), **यहां** ( અહીં ), **वहां** ( ત્યાં ), **कभी कभी** ( કોઈ કોઇ વખત ), **तुरंत** ( તરત ), **तरह** ( આવી રીતે ).

**टीपः—** તારી પાસે-**तेरे पास**, મારી પાસે-**मेरे पास**, એની પાસે-**उसके पास.**

## सामान्य वर्तमानकाल

**पुंल्लिंग** ( નરજાતી )

**એક વચન.**

| | | |
|---|---|---|
| **प्रथम (उत्तम) पुरुष** | **मैं करता हूँ ।** | **मैं–हूँ** |
| **मध्यम पुरुष** | **तू करता है।** | **तू–है** |
| **अन्य पुरुष** | **वह करता है ।** | **वह–है** |

**कृदंत अव्यय—जाकर, बोलकर, खाकर** ( ખાઇને ), એમ ધાતુને **कर** પ્રત્યય લગાડવાથી બને છે.

**क्रियावाचक कृदंत— गाता गाता** અથવા **गाता हुआ, करता हुआ, दौडता हुआ, रोता हुआ.** ધાતુને **ता** પ્રત્યય લગાડતાં થએલા રૂપને બેવડાવવાથી (**दौडता दौडता**) અર્થાત એ રૂપની પાછળ **हुआ** લગાડવાથી (**उड़ता हुआ**) થાય છે.

## તરજુમા માટે ગુજરાતી વાક્યો.

૧. આ છોકરો હસતો હસતો ઘેર ( **घर** ) જાય છે.
૨. ઘોડો દોડતો દોડતો આવે છે.
૩. અહીં આ કોણ ભીખ માગે છે ?
૪. કુતરો શું ખાય છે ?
૫. મને કાંટો ( **कांटा** ) વાગે છે ( **लगना** ).
૬. પોપટ માળો ( **घोंसला** ) બાંધે છે ( **बनाना** ).
૭. હું દડો ( **गेंद** ) રમું છું ( **खेलना** ).
૮. તું રોજ ક્યારે ( **कब** ) ઉઠે છે ?
૯. તારો ( **तेरा** ) બળદ ઘાસ ખાય છે, અને મારો ઘોડો ભૂખે મરે છે.
૧૦. આ કોઈ રડતો મારી પાસે આવે છે.
૧૧. હું એક ગરીબ બ્રાહ્મણ છું, અને રોજ વેદ ભણું છું.
૧૨. તે દરરોજ સવારે ઉઠે છે. ( **सबेरे**-સવારે ).

---

## ॥ पाठ तीसरा ॥

## सबेरा.

**चोर भाग जाते हैं। तारे छिप जाते हैं। आकाश लाल लाल दिखता है। सूरज निकलता है, और सब जगह, देखो कैसा तमाशा हो रहा है!**

लड़के उठते हैं। आदमी बिछौने लपेटते हैं। तोते उड़ते हैं। कौए कांव कांव करते हैं। बच्चे रोते हैं। कुत्ते भूकते हैं। घोड़े दौड़ते हैं। बुहारू रास्ते, मुहल्ले, और हाते झाड़ बुहार कर साफ़ साफ़ बना देते हैं। ऋषिगण वेद पढ़ते हैं। सब बच्चे अपने अपने बस्ते खोलकर पाठ पढ़ जाते हैं। धनीलोग रुपये गिनते हैं। लोहार हथौड़े ठोकते हैं। सोनार गहने बनाते हैं। दरजी कपड़े सीते हैं मोची जूते बनाते हैं। गड़रिये भेड़ चराते हैं। किसान-लोग पौदे लगाते हैं। घसियारे घास काटते हैं। खरहे कूदते कूदते तिनके चरते हैं। पक्षी घोंसले बनाते हैं। इस तरह सब जगह काम ही काम हो रहा है।

नोंध—याद राखो एकवचनमां है पण बहुवचनमां हैं ( उपर अनुस्वार ) वपराय छे.

**संज्ञा—तारा** (तारो) **तमाशा** (तमासो) **बिछौना** (बिछानुं) **बुहारु**-(वाळनारो) **मुहल्ला** (फळीयुं) **हाता** (कम्पाउन्ड आंगणुं) **बस्ता** (दफतर), **रुपया** (रुपियो), **लोहार** (लुहार), **सोनार** (सोनी), **हथौडा** (हथोडो), **गहना** (घरेणुं), **कपडा** (कपडुं), **जूता** (जोडुं), **गडरिया** (भरवाड), **भेड** (घेटुं), **किसान** (खेडुत), **पौदा** (छोडवो), **घसियारा** (घास कापनारो), **खरहा** (ससलुं), **तिनका** (घासनुं तरणुं), **घोंसला** (माळो),

નોંધ-સંબંધ વિભક્તિ એ વિશેષણ વિભક્તિ છે અને તેનાં રૂપ પણ વિકારી વિશેષણની પેઠે પાછળ આવેલા નામને લાગેલાં જાતિ-વચન પ્રમાણે ફરે છે.

| એક વચન | બહુ વચન |
|---|---|
| तारा | तारे |
| लड़का | लड़के |
| बिछौना | बिछौने |
| रास्ता | रास्ते |
| रुपया | रुपये |
| हाता | हाते |
| घोंसला | घोंसले |
| खरहा | खरहे |

---

| | |
|---|---|
| चौर | चौर |
| कवि | कवि |
| आत्मा | आत्मा |
| बुहारू | बुहारू |
| चौबे | चौबे (ચતુર્વેદી બ્રાહ્મણ) |

ટીપ-आકારાન્ત નરજાતિના બહુવચનમાં અન્ત્ય आ નો ए થાય છે.

અપવાદ–**राजा**, **चाचा** (કાકા), **नाना** (આજા), **दादा** વગેરે શબ્દો એક વચન તેમજ બહુ વચનમાં સરખા રહે છે.

**નોટ**–આકારાન્ત સિવાયનાં સ્વરાન્ત નર જાતિનાં નામ એક વચન તેમજ બહુ વચનાં સરખાં રહે છે.

| | |
|---|---|
| જેમકે:–**फल गिरता है।** | **फल गिरते हैं।** |
| **आदमी जाता है।** | **आदमी जाते हैं।** |
| **ऋषि पढ़ता है।** | **ऋषि पढ़ते हैं।** |
| **शत्रु आता है।** | **शत्रु आते हैं।** |
| **भालू** (રીંછ) **नाचता है।** | **भालू नाचते हैं।** |

## તરજુમા માટે ગુજરાતી વાક્યો

૧ (**जुलहे**) વણકરો કપડાં વણે છે. (**बुनना**) ૨ દેડકાં કૂદે છે. ૩ વરુઓ (વરુ–**भेड़िया**) સંતાઇ જાય છે. ૪ ઉંદરો અહીં તહીં દોડતા ફરે છે. ૫ સસલું ચારો (**चारा**) ચરે છે. ૬ કાગડા તરણાં એકઠાં (**इकट्ठे**) કરે છે. ૭ મજુરો (**मज़दूर**) મહેનત (**मिहनत**) કરે છે. ૮ મારો (**मेरा**) ચાકર રોજ રોજ મારો ઓરડો (**कमरा**) વાળે છે. ૯ છોકરા દડો (**गेंद**) રમે છે. ૧૦ ભમરા (**भौंरे**) રસ ચૂસે છે. ૧૧ બે પાડા (**भैंसा**) લઢે છે. (**भिड़ना**) ૧૨ કંસારા વાસણો બનાવે છે. (**कसेरा**–કંસારો). ૧૩ ઘાંચી તેલ વેચે છે. (**बर्तन**)

## શબ્દ

**जुलाहा** (મુસલમાન વણકર), **भेड़िया** (વરુ), **चारा** (ચારો), **मज़दूर** (મજુર), **मिहनत** (મહેનત), **कमरा** (ઓરડો), **गेंद** (દડો), **भौंरा** (ભમરો), **भैंसा** (પાડો), **कसेरा** (કંસારો), **बर्तन** (વાસણ), **तेली** (ઘાંચી),

**बुनना** (વણવુ), **इकट्ठा करना** (એકઠું કરવું), **भिड़ना** (લડવું), **बेचना** (વેચવું).

ટીપઃ—વિદ્યાર્થીઓએ બરાબર યાદ રાખવું જોઇએ કે એક વચનમાં '**है**' (અનુસ્વાર વિના) અને બહુવચનમાં '**हैं**' (અનુસ્વાર સહિત) વપરાય છે.

---

## पाठ चौथा

### हमारी पाठशाला

**सुरदास**–लड़को, तुम क्या करते हो ?

**लड़के**–बाबा, हम गेंद÷ खेलते हैं। क्यों आप क्या कहते हैं ?

**सुरदास**–मैं कहता हूँ कि यह मकान किसका है ?

**लड़के**–बाबा, आप यह क्या बोलते हैं ? आप देखते हैं, कि यह तो हमारी पाठशाला है, किसीका मकान नहीं है।

**सुरदास**–क्या तुम सच बोलते हो ? यह तुम्हारी पाठशाला है ?

**लड़के**–जी हाँ, यही हमारी पाठशाला है, जहाँ हम पढ़ते हैं।

---

÷गेंद (દડો) હિંદીમાં નારીજાતિ તરીકે વપરાય છે જેમકે 'यह मेरी गेंद है।'

सुरदास–तुम गड़बड़ क्यों मचाते हो? देखो ये कौन आते हैं?

लड़के–वे तो हमारे गुरुजी[2] आते हैं। अब चलो, हम बैठ जावें।

इस तरह सब लड़के अपनी २ जगह पर बैठ जाते हैं। और बस्ते खोल कर पाठ पढ़ने लगते हैं। जब गुरुजी पास आते हैं, वे खड़े हो जाते हैं, जब गुरुजी बैठ जाते हैं वे भी बैठ जाते हैं। और जो जो गुरुजी उनको सिखाते हैं, वे बडी सावधानीसे[3] सीख लेते हैं।

## વિશેષણનો ઉપયોગ

### વિકારી

| નરજાતિ | નારીજાતિ |
| --- | --- |
| बुरा लड़का | बुरी लड़की |
| काला कुत्ता | काली कुत्ती |
| हमारा पिता | हमारी माता |

[1] आप બીજો રૂષ સર્વનામ માનાર્થે બહુવચનમાં વપરાય છે.
[2] માનાર્થે બહુવચન. [3] ધ્યાનપૂર્વક.

## અવિકારી

| નરજાતિ | નારીજાતિ |
|---|---|
| चालाक आदमी | चालाक स्त्री |
| सफ़ेद बैल | सफ़ेद गाय |
| एक चकवा | एक चकवी |

નોંધ-આકારાન્ત વિશેષણો નારીજાતિનાં નામ પર છતાં ઈકારાન્ત થઇ જાય છે.

## નરજાતિ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ऐसा लड़का<br>(એવો છોકરો) | ऐसे लड़के<br>(એવા છોકરા) |
| मेरा तोता | हमारे तोते |
| सारा कपड़ा | सारे कपड़े |

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ऐसे लड़के से*<br>(એવા છોકરાથી) | ऐसे लड़कों से<br>(એવા છોકરાઓથી) |
| मेरे तोते की | हमारे तोतों की |
| सारे देश में | सारे देशों में |

* એકવચનમાં આકારાન્ત શબ્દો વિભક્તિના પ્રત્યયો પર છતાં તેમજ પ્રથમા બહુવચનમાં એકારાન્ત થઇ જાય છે.

નોંધ-માત્ર નરજાતિ પ્રથમા એક વચનનું નામ પર છતાં જ વિશેષણ आकारान्त રહે છે. વિભક્તિના પ્રત્યયવાળાં કે બહુ વચનનાં નરજાતિનાં નામ પર છતાં आकारान्त વિશેષણ एकारान्त થઇ જાય છે.

## शब्द

सर्वनाम—किसका ( કોનો ) किसीका ( કોઇનો )

| | એકવચન | બહુવચન | વિભક્તિ. |
|---|---|---|---|
| प्रथम पु० | मैं ( હું ), | हम ( અમે ) | प्रथमा |
| | मेरा-री-रे | हमारा-री-रे | छट्ठी |
| | मुझे, मुझको | हमें, हमको | द्वितीया |
| मध्यम पु० | तू ( તું ) | तुम ( તમે ) | प्रथमा |
| | तेरा-री-रे | तुम्हारा-री-रे | छट्ठी |
| | तुझे, तुझको | तुम्हें, तुमको | द्वितीया |
| अन्य पुरुष | वह ( તે ) | वे ( તેઓ ) | प्रथमा |
| | उसका-की-के | उनका-की-के | छट्ठी |
| | उसे-उसको | उन्हें, उनको | द्वितीया |

दर्शकः—यह ( આ ), ये ( यहનું બહુવચન )

ટીપઃ—कौन ( કોણ ), कोइ ( કોઇ ) क्या ( શું ), अपना-नी-ने ( સ્વવાચક ) આ સર્વનામ એકવચન તેમજ બહુવચનમાં સરખાંજ રહે છે.

नोटः—अपना मकान ( નરજાતિ પ્રથમા એકવચન ) मेरे लड़के ( નરજાતિ પ્રથમા બહુવચન ) हमारी पाठशाला ( નારીજાતિ પ્રથમા એક વચન ) હિંદીમાં માત્ર બેજ જાતિ છેઃ-(૧) નરજાતિ (૨) નારીજાતિ.

**क्रियापद**:—**खडा हो जाना** (ઉભા થવું), **सीख लेना** (શીખીલેવું), **देखना** (દેખવું), **पढ़ाना** (ભણાવવું), **सिखाना** (શિખવવું.)

## सामान्य वर्तमानकाल

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| **(प्रथम पुरुष)** | **मैं बोलता हूँ।** | **हम बोलते हैं।** |
| **(मध्यम ,,)** | **तू बोलता है।** | **तुम बोलते हो।**<br>**आप बोलते हैं।** |
| **(अन्य ,,)** | **वह बोलता है।** | **वे बोलते हैं।** |

ટીપ—(૧) ધાતુને **ता** પ્રત્યય લગાડવાથી વર્તમાન કૃદંત બને છે. જેમકે:—**खाता, करता, दौडता, बोलता,** ઇત્યાદિ.

(૨) વર્તમાન કૃદંતના અન્ત્ય **आ** નો બહુવચનમાં **ए** થાય છે. જેમકે **खाते, करते, दौडते बोलते** ઇત્યાદિ.

(૩) વર્તમાન કૃદંતને **हो** ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ લગાડવાથી વર્તમાનકાળ બને છે.

**खाता है, खाते हैं, खाता हूँ, खाते हो, मैं खाता हूँ, तुम खाते हो, तू (और वह) खाता है। हम (और वे) खाते हैं।**

તરજુમા માટે ગુજરાતી વાક્યો.

૧ ભાઈ, તમારૂં નામ શું છે?

૨ મારૂં નામ કાળિદાસ (**कालिदास**) છે. કેમ આપ શું પૂછો છો? (**पूछना**)

૩ જ્યારે વરસાદ વરસે છે ત્યારે ખેડુતો બીજ વાવે છે. **बोना**

४ અમે રોજ નિશાળે જઈએ છીએ, અને અમારા માસ્તર સાહેબ જે કહે છે, (તે) ધ્યાનપૂર્વક સાંભળીએ છીએ.

૫ આપ અમદાવાદ ક્યારે જાઓ છો ?

૬ ઉભા રહો, હું ખાઈને તરત જ આવું છું.

૭ છોકરાઓ, તમે અહીં શા માટે બેસો છો ? આતો અમારૂં મકાન છે.

૮ તમે કોણ છો ? અને રોજ અહીં શા માટે આવો છો ?

૯ અમે સિપાઈઓ ( **सिपाही** ) છીએ, અને અહીં રોજ ચોકી કરવા ( **चौकी करने के लिये** ) આવીએ છીએ.

૧૦ તેઓ અમારા મામા છે, અને અમે રોજ તેમને માન આપીએ છીએ. ( તેમને માન આપવું—**उनका मान करना** )

## पाठ पाँचवाँ

### कामकाजिनी [illegible]

राधिका—रमे ! होज तू कब उठती है ?
रमा—मैं सात बजे नित उठती हूँ ।
राधिका—अहा ? रोज फजर में उठकर,
कहतो, तू क्या करती है ?
रमा—खाट-बिछौने जल्द टांगक
मैं अपना मुंह धो लेती हूँ ।
फिर सारा घर बुहार कर

मैं गाय दोहने + जाती हूँ।
और नहाकर, सबक गाकर,
मैं कपड़े धोने जाती हूँ।
ग्यारह बजते ही मैं खाकर
जल्दी शाला जाती हूँ।

राधिका—तू कामकाजिनी लड़की है।
और काम बहुत करती है।

रमा—दूकानदार की बेटी, कह,
तू क्या काम न करती है?
तू भी लिखती पढ़ती है, तू
बर्तन साफ़ बनाती है।
लड़की जो काम न करती है
आलसिनी कहलाती है।

राधिका—'काम सभोंका बड़ा धर्म है'
तू सच्ची है, सच कहती है।
जो कुछ काम नहीं करती वह
पछताती है, रोती है।

---

+ સરખાવો बोलने लगा । रोने लगा । खाने लगा । खाने देना ( ખાવાદેવું. ) में पढ़ने जाता हूँ । वह खेलने जाता है ।

# વિશેષણનો ઉપયોગ

## નરજાતિ

| એક વચન | બહુ વચન |
|---|---|
| छोटा लड़का | छोटे लड़के |
| छोटे लड़के को | छोटे लड़कों को |

## નારીજાતિ

| એક વચન | બહુ વચન |
|---|---|
| छोटी लड़की | छोटी लड़कियाँ |
| छोटी लड़की को | छाटी लड़कियाँ को |

નોંધ—आ કારાન્ત વિશેષણ પ્રથમા એક વચન સિવાયનું નરજાતિનું નામ પરછતાં ए કારાન્ત થઇ જાય છે. અને નારીજાતિનું નામ પર છતાં इ કારાન્ત થાય છે.

| એક વચન | બહુ વચન |
|---|---|
| कामकाजी लड़का, | कामकाजी लड़के ॥ |
| क मका जिनी लड़की, | कामकाजिनी लड़कियाँ ॥ |
| आलसी आदमी, | आलसी आदमी ॥ |
| आलसिनी स्त्री, | आलसिनी स्त्रीयाँ ॥ |

ટીપ—ई કારાન્ત વિશેષણનું સ્ત્રીલિંગ ई ને બદલે इनी કરવાથી થાય છે. જેમકે आलसी-आलसिनी ।

**कुत्ता हमारा बैरी है। बिल्ली हमारी बैरिन है**

**बैरी ( દુશ્મન ), बैरिन ( દુશ્મન નારીજાતિ. )**

ટીપ—ई કારાન્ત વિશેષણનું સ્ત્રીલિંગ ई ને બદલે इन કર-
વાથી પણ થાય છે.

## નરજાતિ

| એક વચન | બહુ વચન |
|---|---|
| (१) उसका लड़का | उसके लड़के |
| किसका ग्रंथ ? | किसके ग्रंथ ? |
| (२) उसके लडके को | उसके लड़कों को |
| किसके ग्रंथ में ? | किसके ग्रंथों में ? |

## નારીજાતિ

| એક વચન | બહુ વચન |
|---|---|
| उसकी घोड़ी | उसकी घोड़ियाँ |
| किसकी पुस्तक ? | किसकी पुस्तकें ? |
| उसकी बातसे | उसकी बातोंसे |
| किसकी पुस्तकमें ? | किसकी पुस्तकोंमें |

ટીપ—સંબંધ વિભક્તિ એ વિશેષણ વિભક્તિ છે. એમાં નરજાતિ પ્રથમા એક વચનનું નામ પર છતાં का, એ સિવાયનાં નરજાતિનાં નામ ( બહુ વચનનાં અને વિભક્તિવાળાં ) પર છતાં के, અને નારીજાતિનાં નામ પર છતાં को પ્રત્યય વપરાય છે.



# सामान्य वर्तमानकाल

## स्त्रीलिंग (નારીજાતિ)

### એકવચન

| | |
|---|---|
| प्रथम पुरुष | मैं करती हूँ। |
| अन्य पु० | तू करती है। |
| अन्य पु० | वह करती है। |

ટીપઃ-(૧) નારીજાતમાં વર્તમાન કૃદંતનાં અન્ત્ય आ નો ई થાય છે. જેમકે जाता-जाती, करती, बोलती વગેરે.

(૨) નારીજાતિનાં વર્તમાન કૃદંતને हो ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ લગાડવાથી ક્રિયાપદનાં નારીજાતિનાં વર્તમાનકાળનાં રૂપ બને છે. જેમકે जाती हूँ। जाती है।

### शब्द

संज्ञा (નામ):—खाट बिछौने (ખાટ અને પથારીઓ), मुँह (મ્હોં), सबक (પાઠ), बर्तन (વાસણ), लड़की (છોકરી)

सर्वनामः—जो (જે), सभोंका (સર્વેનો)

विशेषण:—सारा [घर] આખું, कामकाजनी (ઉદ્યોગિની) आलसिनी (આળસુ), सच्ची (સાચી), बड़ा (મોટો)

क्रियापद:—टांगना (ટાંગવું), बुहारना (વાળવું), पछताना (પસ્તાવું).

अव्यय:—कब (ક્યારે) सात बजे (સાત વાગ્યે), ग्यारह बजते (અગીયાર વાગતાં) सबेरे (સવારમાં), नित (હંમેશાં), जल्दी (ઝટ) और (અને), फिर (વળી, પછીથી).

(૧) સીતા રોજ સવારમાં ઉઠે છે. (૨) મારી બેન (बहिन) રોજ ૭ (छः) વાગે ગાય દોહવા જાય છે. (૩) મારી માતા રોજ રોજ મારાં કપડાં ધુએ છે. (૪) જે સ્ત્રી ઉદ્યોગી હોય છે, તે પોતાનું ઘર વાળીઝાડીને સાફ રાખે છે. (૫) લક્ષ્મી, તું રોજ વહેલી ઉઠીને ક્યાં જાય છે? (૬) હું વાસણો માંજીને (माँजकर) વહેલી વહેલી નિશાળે જાઉં છું. (૭) કાશી, તું બહુ ગંદી (मैली) રહે છે, કેમકે તું આળસુ છે, અને રોજ નહાતી નથી. (૮) જે છોકરી કામ નથી કરતી, તેને પાછળથી (पिछेसे) પસ્તાવું (पछताना) પડે છે.

## पाठ छटवाँ

### दो बहनें और उनको दादी

दादी—लड़कियो, तुम कहां जाती हो ?

लड़कियाँ—दादा, हम बाजा * जाती है। आप हमें क्यों बुलाता हैं ?

दादी—मैं तुमको कुछ न कुछ[1] देना चाहता हूँ।

लड़कियाँ—आप हमको क्या देती हैं ?

दादी—मैं तुम्हें आम देना चाहता हूँ। ये दो आम हैं। तुम दोनों एक एक ले लो। (दादीकी ऐसा आज्ञा सुनते ही वे दोनों एक एक आम ले लेती हैं।)

---

* સરખાવો ગનિવાચક દ્વિતીયા स्कूल जाना, घर जाना.

૧ કશું કશું.

लड़कियाँ—दादी, हम बाजार जाती हैं, पर हमारे पास सिर्फ दो ही रुपये हैं। आप हमको कुछ अधिक पैसे देती हैं ?

दादी—हां, मैं देती तो हूँ। पर पहले यह तो बतलाओ कि तुम बाजार जाकर क्या खरादना चाहती हो ?

लड़कियाँ—पढ़नेकी पुस्तकें, रोशनाई भरनेकी दवातें, लिखनेकी कलमें और पेन्सिलें, अच्छी[1] तसवीरें, खेलनेकी गेंदें, और ये सब चीजें रखनेके लिये दो संदूकें वगैरः मोलने हम बाजार जाती हैं।

दादो—अहह ! कितनी चीज़ें। भला कहाँ गरीबकी शिकायतें, और कहाँ सरकारी अदालतें ! देखो तो सही[2] मेरी आँखे तो हैं नहीं, फिर गायें भैंसें भा भूखों मरती हैं और तुम इतने पैसे मांगती हो ? क्या कुछ शरम नहीं आती ? बातें तो सुनो ! यहाँ तो सोनेकी चट्टानें गडी हैं[2]! मा और बाप दोनों का कहनेको तो ठीक आता है !

---

१ જુઓતો ખરા. ૨ દાટી છે.

" कोई भी क्यों न हो + जाओ दादी के पास !!"
( दादीमा के ऐसे कड़े बचन सुनते ही[1] वे दोनों बहिनें खिन्न हो कर रोती[2] अपनी माके ढिग चली जाती हैं । )

ટીપ—યાદ રાખો-दवात, पुस्तक, गेंद એ શબ્દો નારીજાતિમાં, અને आम નરજાતિમાં વપરાય છે.

---

## शब्द

संज्ञा (નામ):—बाजार (બજાર), आम (કેરી), रुपया (રૂપીઓ), पैसा (પૈસો), रोश्नाइ (શાહી), दवात (ખડીયો), तसबीर (છબી), गेंद (દડો), संदूक (ટ્રંક), शिकायत (ફરિયાદ), बात (વાત), सोना (સોનું), चट्टान (શિલા, ચોસલું).

सर्वनाम:—दोनों (બંને), कोइभी (ગમે તે), सब (સર્વ),

વિશેષણ:—ऐसी (એવી), एक, दो, अधिक (વધારે), अच्छी (સારી), कितनी (કેટલી), इतने એટલા), कड़े (તીક્ષ્ણ), ऐसे (એવાં), खिन्न (દીલગીર).

ક્રિયાપદ:—बुलाना (બોલાવવું), चाहना (ચાહવું, ઇચ્છવું), बतलाना (બતાવવું), मोलना, खरीदना (ખરીદવું)- आना ( આવવું ).

अव्यय:—कहाँ (ક્યાં), क्यों (શામાટે), ही (જ), सिर्फ (કેવળ), हां (હા), पर (પણ), पहले (પહેલાં), कि ( કે ) और (અને), वगैरः (વગેરે), भला, नहिं, पास ढिग (પાસે).

---

+ ભલેને હોય.

૧ સાંભળતાંજ.

## सामान्य वर्तमानकाल
## ( સ્ત્રીલિંગ )

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प्रथम पु० | मैं खाती हूँ | हम खाती हैं। |
| मध्यम पु० | तू खाती है | तुम खाती हो। |
| उत्तम पु० | वह खाती है | वे खाती हैं। |

## अकारान्त નારીજાતિનાં નામ

| એકવચન | | બહુવચન |
|---|---|---|
| दर्गाह | (મસીદ) | दर्गाहें |
| किताब | | किताबें |
| बतक | | बतकें |
| सोनारिन | (સોનારણ) | सोनारिनें |
| खाट | | खाटें |
| गेंद | | गेंदें |
| दूकान | | दूकानें |
| डाल | ( ડાળી ) | डालें |
| जड़ | ( મૂળ ) | जड़ें |
| सिंग | ( શિંગડું ) | सिंगें |
| कायल | | कायलें |
| तलवार | | तलवारें |
| इमारत | | इमारतें |

ટીપઃ—अ-ारान्त નારીજાતિના અન્ત્ય अ નો બહુવચનમાં एं થાય છે. નરજાતિમાં આમ થતું નથી જેમકેઃ—

**फल गिरता है। फल गिरते हैं। अच्छा आम। अच्छे आम।**

## તરજુમા માટે ગુજરાતી વાક્યો

१ તમારી પાસે કેટલી ચોપડીઓ છે ?
२ કાકી, ( **चाची** ) આપ શું બોલો છો ?
३ વેપારીઓ સુરજ ઉગતાંજ પોતપોતાની દુકાનો ખોલે છે.
४ જુઓ તો ખરા, આ બતકો ચારો ચરે છે.
५ તમારી ગાયો લાતો ( **लातें** ) મારે છે.
६ છોકરીઓ તમે શા માટે રડો છો ?
७ અમારે ત્યાં ફક્ત ચાર બંદુકો છે.
८ અમે રોજ સવારે ગાતી ગાતી ઘેર જઇએ છીએ.
९ કુતરાઓ ખાવા માટે પોતાની પૂંછડીઓ હલાવેછે. ( **हिलाना** )
१० ગાયની ગર્દન ટુંકી અને સોહામણી ( **सुहावना** ) લાગે છે.
११ સારી ભેંસો દસ શેર પંદર શેર ( **दस पंद्रह सेर तक** ) દૂધ દે છે.
१२ કાગડાની ( **कौए की** ) ચાંચ કાળી હોય છે.

# पाठ सातवाँ

## लड़कियों की पाठशाला

हेमन्तकुमार–क्यों, नवलकिशोर भाई, आपके शहर में कितनी पाठशालाएँ है ?

नवलकिशोर–बाबू साहेब, हमारे शहर मे दो पाठशालायें हैं। एक लड़कों की, और दूसरी लड़कियों की।

हेमन्तकुमार–अहा! आपके शहर में लड़कियों की पाठशाला भी है ? ठीक, तो वहाँ कितनी कन्याएँ शिक्षा पाती हैं, और कितनी अध्यापिकाएँ हैं ?

नवलकिशोर–इसमें पांच सौ कन्यायें शिक्षा लेती हैं, और बीस अध्यापिकायें हैं।

हेमन्तकुमार–ठीक, बालिकायें इस पाठशाला में कौनसी शिक्षायें पा सकती हैं ?

नवलकिशोर–इस पाठशाला में बालिकाएँ लिखना पढ़ना तो अच्छी तरह सीखती हैं ही। इसके अतिरिक्त सीना, बुनना, गूँथना

वगैरः कलायें भी सीख सकती हैं। यहाँ वनिताएँ एवं विधवाएं भी दाखिल हो सकती हैं। और वर्ष के अंत में परीक्षायें हो चूकने पर शिक्षा संबंधी तथा सामाजिक विषयों पर विवाद करने के लिये सभाएँ रक्खी जाती हैं। इन सभाओं में बालिकाओं की मातायें और शहर की अन्य बानुयें भी भाग ले सकती हैं। यहाँ एक पुस्तकालय और एक अजायब-घर भी है। अजायब-घर बड़ा अनूठा और देखने योग्य है। इस में भिन्न भिन्न तरह के पदार्थ, धातुयें और प्राणी वगैरः सब वस्तुएँ रक्खी जाती हैं।

हेमन्तकुमार–धन्य है। नवलकिशोर भाई! तुम्हारी यह संस्था तो बड़ी उपयोगी दिखती है। जिस देश में ऐसी उपयोगी संस्थायें बहुतसी होती हैं, उसकी उन्नति भी जल्दी से होने लगती है।



## શબ્દ

संज्ञा ( નામ ):—अध्यापिका ( શિક્ષિકા ), कला ( કળા ), वनिता ( સ્ત્રી ) पुस्तकालय ( લાયબ્રેરી ) अजायब घर ( સંગ્રહસ્થાન ), उन्नति ( આબાદી ).

सर्वनामः—आपका ( આપના ), इस, में ( આમાંની यह સપ્તમી. એ૦ વ૦ ) इसका ( આના ) उसका ( એના ), सब ( સર્વ, દરેક )

विशेषणः—कितनी ( કેટલી ), दुसरी ( બીજી ) कैसी ( કેવી ) ऐसी ( એવી ) इस ( આ ) इन ( આ બહુવચન ), जिस ( જે ) अच्छा ( સારૂં ) अनूठा ( ચમત્કારી, ઘણુંજ સુંદર ), भिन्न भिन्न ( જુદા જુદા. )

क्रियापदः—पाना ( પ્રાપ્ત કરવું ), सकना ( શકવું ); सीखना ( શીખવું ), सीना ( સીવવું ), बुनना ( વણવું ) गूंथना ( ગૂંથવું ), हो चूकना ( પૂરૂં થવું ) होने लगना ( થવા માંડવું )

अव्ययः—क्यों ( કેમ ), वहाँ ( ત્યાં ) अच्छी तरह ( સારી રીતે ), अतिरिक्त (ઉપરાંત) यहां (અહીં) जल्दी से ( ઝટ લઈને )

# आकारान्त નારીજાતિનાં નામ

| એકવચન | બહુવચન |
| --- | --- |
| माता | माताएँ–यें |
| माला | मालाएँ–यें |
| मादा | मादाएँ–यें |
| शिला | शिलाएँ–यें |
| शाला | शालाएँ–यें |
| सरिता | सरिताएँ–यें |
| कला | कलाएँ–यें |
| कन्या | कन्याएँ–यें |
| कविता | कविताएँ–यें |
| शाखा | शाखाएँ–यें |
| शय्या | शय्याएँ–यें |
| शिक्षा | शिक्षाएँ–यें |
| अवस्था | अवस्थाएँ–यें |
| अप्सरा | अप्सराएँ–यें |
| अंगना | अंगनाएँ–यें |
| महिला | महिलाएँ–यें |
| विधवा | विधवाएँ–यें |
| वनिता | वनिताएँ–यें |

**નોટ:—आ** કારાન્ત નારીજાતિના શબ્દોનું બહુવચન **एँ** કે **ये** પ્રત્યય લગાડવાથી થાય છે.

આવા નરજાતિના શબ્દોનું બહુવચન અન્ત્ય **आ** નો **ए** કરવાથી થાય છે. જેમકે **घोड़ा–घोड़े; कुत्ता–कुत्ते;**

| એકવચન | બહુવચન |
|---|---|
| **धातु** | **धातुएँ–यें** |
| **वस्तु** | **वस्तुएँ–यें** |
| **बानू** | **बानुएँ–यें** |
| **बहू** | **बहुएँ–यें** |

**નોટ:—उ** કારાન્ત તેમજ **ऊ** કારાન્ત નારીજાતિનાં શબ્દોનું બહુવચન **एँ** કે **यें** પ્રત્યય લગાડવાથી થાય છે. બહુવચનમાં પ્રત્યય લાગતાં **ऊ** કારાન્તનો **ऊ** હ્રસ્વ થાય છે.

આવા નરજાતિના શબ્દો બંને વચનમાં સરખાજ રહે છે. જેમકે:-**जन्तु काटता है। जन्तु काटते हैं। डाकू लूटता है। डाकू लूटते हैं।**

## તરજુમા માટે ગુજરાતી વાકયો

૧ તમારી પથારીઓ સાફ રાખો.

૨ કાગડો, પોપટ, મોર, ચકલી, સમડી, ઢેલ વગેરે પંખી કહેવાય છે.

જેમ જેમ આવશ્યકતાઓ વધતી જાય છે તેમ તેમ નવી નવી સંસ્થાઓ ઉઘડતી ( **खुलती** ) જાય છે.

૪ અપ્સરાઓ ઇંદ્રની સભામાં નૃત્ય કરે છે.

૫ જેમ જેમ જમાનો આગળ વધે છે તેમ તેમ ઉંચા પ્રકારના શિક્ષણ માટે નવી નવી યોજનાઓ ઘડાતી જાય છે.

૬ દરેક મનુષ્યની ત્રણ અવસ્થાઓ હોય છે. પહેલું બાળપણ, બીજી જુવાની, ત્રીજું ઘડપણ.

૭ જે ( **जो** ) નદીઓ ઉંડી ( **गहरी** ) અને વિશાળ ( **लम्बी-चौडो** ) હોય છે તેમાં ( **उनमें** ) વહાણો ( **नावें** ) ચાલી શકે છે.

૮ દુર્યોધન અને અર્જુનની સેનાઓ લડવાને માટે તૈયાર થઇ જાય છે, ( **तैयार हो जाना.** )

૯ લોઢું, ચાંદી, સોનું, તાંબુ વગેરે ધાતુઓ કહેવાય છે.

૧૦ આજની સભામાં બાનુઓ પણ આવી શકે છે.

## શબ્દ

પથારી ( **शय्या** ), ચકલી ( **चिडो** ), સમડી ( **चोल** ), ઢેલ ( **मोरनी** ), જમાનો ( **ज़माना** ) બાળપણ ( **बालपन** ), જુવાની ( **जवानो** ), ઘડપણ ( **बुढ़ापा** ) લોઢું ( **लोहा** ) ચાંદી ( **चांदी** ), સોનું ( **सोना,** ) તાંબુ ( **तांबा** ), નવી નવી ( **नई नई** ), વધવું ( **बढ़ना** ), જેમ જેમ ( **ज्यों ज्यों** ), તેમ તેમ ( **त्यों त्यों** ), આગળ ( **आगे** ), વગેરે ( **वगैरः** ).

# पाठ आठवां

## नर और नारी

आदमी कुटुम्बका भरणपोषण करता है, और औरत घरका कामकाज करती है। लड़का स्कूल जाता है, पर लड़की रसोई करना सीखती है और पढ़ने भी जाती है। बैल हल खींचता है और गाय दूध देती है। भैंसा भैंस लकट होते हैं। घोड़ा घोड़ी सवारी देते हैं। गदहा गदही बोझा बहते हैं। बकरा बकरी पत्तियाँ चरते हैं। बाघ बघनी घूमते हैं। ऊँट ऊँटनी दौड़ते हैं। मोर मोरनी छिप जाते हैं। रीछ रीछनी नाचते हैं। सिंह सिंहिनी गरजते हैं। हाथी हथिनी चिंघाड़ते हैं। भेड़ी भेड़क चरते हैं। दास दासी कामकाज करते हैं। नौकर नौकरानी गांव जाते हैं। चाचा चाची बोलते हैं। चिड़ा चिड़ी चेंचें करते हैं। कौवा कौवी काले होते हैं। बानू गृहस्थ सिधारते हैं। तोता तोती उड़ते उड़ते आते हैं। चकवा चकवी बोलते हैं। कुत्ता चौकी करता है, उसकी मादा कुत्ती या कुत्तिया कहलाती है। बिलाव जंगलमें रहता है, पर बिल्ली गांवमें र-

हती है। उनको देख चूहा चूही भाग जाते हैं। क्योंकि बिलाव बिल्ली उनके बैरी हैं।

ટીપ:—નરજાતિ અને નારીજાતિ બન્ને સાથે આવે છે ત્યારે નરજાતિ પ્રધાન હોવાથી ક્રિયાપદ તેમજ વિશેષણ નરજાતિ બહુ· વચનમાં વપરાય છે.

૧૦૯

संज्ञा:—औरत ( સ્ત્રી ) भैंसा ( પાડો ) गदहा ( ગધેડો ) बोझा ( ભાર ), बाघ ( વાઘ ), भेड़क ( ઘેટો ) गांव ( ગામ ) चाचा-चचा ( કાકા ), चिड़ा ( ચકલો ), बिलाव ( બિલાડો ), चौकी ( ચોકી ).

क्रियापद:—घूमना ( ઘૂમવું ), चिंघाड़ना ( હાથીનું બોલવું ), गरजना ( ગરજના કરવી ), चें चें करना ( ચેં ચેં કરવું ), सिधारना ( સીધાવવું )

नोट:—सिंहनी-सिंहिनी ( સિંહણ ) बाघनी-बाघिनी-बाघिन ( વાઘણ ), हथनी-हथिनी-हाथिनी ( હાથણી ), भेड़ी ( ઘેટી ), कुत्ती-कुतिया (કુતરી) रीछनी-रीछिन ( રીંછણ ) આમ જુદાં રૂપ પણ થાય છે.

